# જગદ્ગુરુનું આગમન.


લેખક—મણિલાલ નથુભાઇ દોશી બી. એ.

સંગ્રહ કર્તા—મણિલાલ નથુભાઈ દોશી બી. એ.

રતનપોળ—અમદાવાદ.



પ્રત ૨૦૦૦. ઇ. સ. ૧૯૧૭. આવૃત્તિ ૨ જી.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત એક આનો.

ૐ

# " શાન્તિની પ્રાર્થના. "

મન્દાક્રાન્તા વ્રત.

જે જે ધર્મો, જગત ભરમાં, નાથ તેના તમે છો,
સિધ્ધોના તે ધવલ વરણી, આશ્રમે આપ રહો છો;
નિશ્ચે મોટી જરૂર જગને, આપની હે દયાળુ !
ઇચ્છે છે આ–ગમન ફરીથી, આપનું હે કૃપાળુ !

કલ્યાણાર્થે અખિલ ભૂમિના, નાથ ! જલ્દી પધારો,
બોલો બોલો પરમ બળથી **શાન્તિનો** મંત્ર બોલો;
લોકો જેથી કલહ તજીને શાન્તિનો માર્ગ ઝાલે,
પોતાનાં તે દુખ દૂર થતાં આપને રાહ ચાલે.

**ભ્રાતૃતા** તો સકલ જગની વિશ્વબંધો ! શિખાવો,
જ્ઞાતિના ને ઉચનીચ તણા ભેદ દૂરે કરાવો;
પ્રેમી પિતા ! **પ્રણય** બળની સાથ અત્રે પધારો,
**શક્તિ** કેરા ઝગમગ થતા તેજ સાથેજ આવો.

દેવોના ને નિખિલ જનના નાથ ! મોટા ગુરૂ છો.
આ ભૂમિના દુખદ સમયે આપ બેલી ખરા છો;
**'આવું છું હું'** વચન ઉચરી નાથ ! ના ઢીલ ધારો,
આવો, આવો, ત્વરિત ગતિથી, પ્રેમબંધો ! પધારો.

# જગદ્ગુરુનું આગમન.

---

જગતની સ્થિતિ આજે એવી ગુંચવાડાભરી-દુઃખી અને દુઃખદ-થઇ પડી છે કે એ સ્થિતિમાંથી બહાર નીકળવાનો રસ્તો શોધનાર મહાન્ વિદ્વાનો પણ સઘળા પ્રયત્નને અંતે થાકીને કહે છે કે "અ-શક્ય; આ કામ મનુષ્ય માટે તદ્દન અશક્ય છે." કોઇ ધર્મમય પુરુષો એટલે સુધી પણ કહે છે કે "એ કામ ખુદ પરમાત્મા અથવા પરમાત્માના અંશ સિવાય બની શકવાનું નથી." એઓની આ માન્યતા કેટલે અંશે માનવાજોગ—સ્વીકારવા યોગ્ય છે તે, આપણે આગળ જતાં વિચારીશું; પરન્તુ પ્રથમ આપણે એ તપાસવાનું છે કે દુનિયાની સ્થિતિ આજે કેવી છે ? શું તે ખરેખર જ ગુંચવાડાભરી-દુઃખી અને દુઃખદ—છે ? ચાલો આપણે થોડાક બનાવો અને હકી-કતોનું અવલોકન કરીએ.

## સર્વત્ર ફેલાયલી યુદ્ધની આગ.

કેળવાએલું—સુધરેલું—કહેવાતા સુધારાની ટોચપર ચડેલું યુરોપ આજે 'ખુનામરકીનું થિએટર' થઇ ગયું છે. દેશના નાકરૂપ યુવાનો લાખોની સંખ્યામાં રણક્ષેત્ર વચ્ચે કાપતા અને કપાતા નજરે પડે છે. રણક્ષેત્ર બહાર ખુદ યુરોપનાં શહેરોમાં મોંઘવારી અને ગમગીનીની છાયા પથરાઈ રહી છે. વિધવા બનેલી યુવતીઓ, નબાપાં થયેલાં બાળકો, આધારરહિત કારખાનાંઓ, પાક વગરનાં ખેતરો, શાન્તિ વગ-રનાં હૃદયો; એ સર્વ સ્પષ્ટ રીતે કહી બતાવે છે કે, અસાધારણ

સંજોગો ઉત્પન્ન થયા છે, **અસાધારણ** ભૂલો થઈ છે, પરિણામે **અસાધારણ** કષ્ટ ઉત્પન્ન થયાં છે. અને **અસાધારણ** મદદ વિના આ દુઃખ-દાવાનળ શાન્ત થઇ શકનાર નથી.

એ અસાધારણ મદદ કોણ કરી શકે ? કયો **મનુષ્ય** કરી શકે? યુરોપમાં બુદ્ધિશાળી રાજદ્વારીઓની ખોટ નથી, તે છતાં તેઓ કાંઇ રસ્તો શોધી શકતા નથી. લડાઇનાં ત્રાસદાયક પરિણામોને નહિ ઇચ્છવા છતાં યુરોપના રાજદ્વારીઓએ લડાઇને ખાસ આમંત્રણ આપ્યું, કારણ-કે લોકસ્થિતિ સુધારવામાં ખર્ચવું જોઇતું ધન તેઓએ લશ્કર અને અને દારૂગોળો વધારવામાં ખર્ચીને બીજાં રાજ્યોને ભયમાં નાંખ્યાં અને બીજાં રાજ્યોએ પણ તેવીજ તૈયારીઓ કરી, જેથી પરિણામ યુદ્ધમાં–મનુષ્યના હાથે બંધુ મનુષ્યોના ખૂનમાં–કતલમાં આવ્યું. **માણુસની** બુદ્ધિએ આપેલું વિજ્ઞાનશાસ્ત્ર અથવા સાયન્સ કતલની સરળતા કરાવનારૂં નિવડયું. માણુસની બુદ્ધિએ આપેલી રાજનીતિ ખુનામરકીનો પાયો રોપનારી નીવડી. હવે કયા માણુસની બુદ્ધિ એ ખુનામરકીને અટકાવી શકવાની હતી ? લડાઇ નહિ લંબાવવા ઇચ્છવા છતાં શામાટે હજી સુધી કોઈ રાજદ્વારીને તે અટકાવવાના રસ્તા નથી જડી શકતા ? શું આ પ્રશ્ન આપણું ધ્યાન ખેંચવાને પુરતો નથી ?

અલબત્ત તે તેવો જ પ્રશ્ન છે. પ્રસંગ એવો છે કે જેમાં માણુસની બુદ્ધિ કારગત થાય તેમ નથી. **અસાધારણ** પ્રસંગને પહોંચી વળવા માટે કોઇ **અસાધારણ** આત્માનીજ જરૂર છે અને જો આખી દુનિયાનો આટલો જલદી સમૂળ અંત ન જ આવનારો હોય તો આ સ્થિતિમાંથી તેને બચાવવા માટે કોઇક અસાધારણ આત્મા દુનિયાના તખતા ઉપર **આવવો જ જોઇએ.** જેના અવાજમાં અસાધારણ બળ હોય, જેની આંખોમાં અસાધારણ તેજ હોય, જેના હૃદયમાં

અસાધારણ પ્રેમ હોય કે જે પ્રેમ આખી દુનિયાના દ્વેષને દાબી દેવાને સમર્થ હોય, જેના મગજમાં અસાધારણ જ્ઞાન હોય અને જેના નામ માત્રમાં પણ અસાધારણ આકર્ષણ અને અસાધારણ અસર હોય તેવા કોઇ અસાધારણ આત્માનું આ પ્રસંગે આ દુનિયામાં પ્રત્યક્ષ થવું તદ્દન સ્વાભાવિક છે, જરુરનું છે, અને ઇચ્છવાજોગ છે,

**એવી તો અનેક અટપટી મુશ્કેલીઓ વચ્ચે દુનિયા હમણાં પસાર થાય છે.**

પણ હાલની લડાઇ એ કાંઇ આપણી દુનિયાનું એકનું એકજ દુઃખ નથી. આવી તો અનેક ભયંકર લડાઇઓ દુનિયામાં ચાલી રહી છે અને મનુષ્યની બુદ્ધિ એનો નિકાલ કરવાને અશક્ત હોવાનું સાબીત થઇ ચૂક્યું છે. મજુરી અને મૂડી વચ્ચેનું યુદ્ધ—કામદાર અને માલીકવર્ગ વચ્ચેનું યુદ્ધ કાંઇ ઓછી ભયંકર ટોચે પહોંચ્યું નથી. મનુષ્યની બુદ્ધિએ સંચા બનાવતાં શિખવ્યું; સંચાથી અમુક મુઠ્ઠી ભર માણસો યોગ્ય મહેનતે કરોડાપતિ બનવા લાગ્યા અને એમને કરોડાપતિ બનાવનાર મજુરવર્ગ ભિખારી અવસ્થામાં કાયમ રહ્યો, એટલુંજ નહિ પણ સખ્ત અને લાંબા કલાકોની મજુરીથી તેઓનું આયુષ્ય પણ ઓછું થવા લાગ્યું. સંચાઓને લીધે કેટલીક વસ્તુઓ સસ્તી થઇ ખરી, પણ તે સાથે માણસની જરૂરીઆતો વધવા લાગી એટલે જીંદગી તો સસ્તી થવાને બદલે મોંઘી જ થતી ગઇ. એથી ઉલટું માણસની બુદ્ધિનો વિકાસ થવાનો સંભવ સંચાઓએ ઓછો કર્યો છે. આ બધી મુશ્કેલીઓનો અનુભવ થયા પછી સુધરેલા દેશોના* મજુરોએ પોતાનું હિત

* હિંદમાં આ યુદ્ધ યુરોપ જેટલી સ્થિતિએ પહોંચ્યુ નથી, પણ જેમ જેમ સંચાઓ વધતા જશે તેમ તેમ બીજા દેશોની માફક હિંદમાં પણ બનવાનુંજ. કારણની સમાનતા હોય ત્યાં અસરની અસમાનતા નજ હોઇ શકે.

શોધવા માંડયું અને એક સંગીલા માલેકવર્ગ પાસે અમુક હક્કો માગ્યા. કામના કલાક ઓછા કરાવવા અને મજુરીના દર વધારવા તેઓએ માગણી કરી, પણ સ્વાર્થી માલેકવર્ગને તે કેમ પસંદ પડે ? પરિણામે મહીનાઓ સુધી હડતાળો પડવા લાગી, જેથી એક દુઃખનો ઉપાય કરવા જતાં બીજું દુઃખ ઉત્પન્ન થતું જણાયું. ઓછા પગારને લીધે જેમની પાસે કાંઇ રકમ બચવા પામી નથી એવા મજુરોનાં બૈરી છોકરાં ભૂખે ટળવળવા લાગ્યાં, ભૂખમરાને લીધે દરદો પણ વધવા લાગ્યાં, દશા દયામણી—ત્રાસદાયક થઇ પડી. મજુરી અને માલેકી વચ્ચેના આ યુદ્ધનો નિવેડો લાવવા હજી કોઇ માણસનું મગજ શક્તિમાન્ થયું નથી. એ તરફ સળગેલા આ અસાધારણ દાવાનળને બુઝાવવા અસાધારણ આત્મબળવાળા કોઇ દેવાંશી પુરૂષ સિવાય બીજું કોણ સમર્થ હોઇ શકે ? જ્યાં યુરોપ—અમેરિકાના સમર્થ અર્થશાસ્ત્રીઓ (Economists) ની બુદ્ધિ થાકીને વિરમે છે ત્યા ઇશ્વરી શક્તિ વિના બીજું કોણ રસ્તો કરી શકનાર છે ? શું આ બનાવ કોઇ પરમ પુરૂષના ઉત્પન્ન થવાના સંભવ અને જરૂરને સાબીત કરતો નથી ?

## આપણા દરેકના ઘરમાં ચાલી રહેલું યુદ્ધ.

લક્ષ્મી અને મજુરી વચ્ચેના યુદ્ધ કરતાં ખુદ આપણા ગૃહસંસારમાં સ્ત્રી અને પુરુષના હક્કો સંબંધી ચાલતા યુદ્ધે આ સૈકામાં કાંઇ ઓછું ભયંકર સ્વરૂપ પકડયું નથી. અત્યારસુધી કાયદા બાંધવાનું કામ પુરુષવર્ગના જ હાથમાં હોવાથી તેણે પુરુષોનું સર્વોપરિપણું અને ખાસ હક્કો ઠરાવ્યા. પણ દુનિયાની દરેક જીવવાળી ચીજ ઉન્નતિક્રમમાં ચડતી જતી હોવાથી સ્ત્રીજાતિમાં પણ વખત જતાં સ્વમાનવૃત્તિ (feeling of self-respect) જાગૃત થવા લાગી. સ્ત્રીઓ હવે પૂછે છે કે સ્ત્રીઓ અને પુરુષોના હકો વચ્ચે આટલો અને આવો

ફેર શામાટે હોવો જોઇએ ? શું સ્ત્રીઓને આત્મા નથી ? પુરુષ અને સ્ત્રી અમુક બાબતનું સરખું જ્ઞાન ધરાવતાં હોય છતાં પુરુષને ૧૫૦) નો પગાર મળે અને સ્ત્રીને ૭૫) મળવાના પણ સાંસા પડે, એમ શામાટે બનવું જોઇએ ? કહેવાતા સુધરેલા દેશોમાં સ્ત્રી એક વાર બદફેલી કરે તો તેનો પતિ છૂટા છેડા ( divorce ) કરી શકે, અને પુરુષ અનેક વાર બદફેલી કરે તોપણ સ્ત્રી છૂટા છેડા માગવાને હક્કદાર નહિ, આ તે કોના ઘરનો ન્યાય ? સંમતિ વયના કાયદા ( Act of consent ) માં સ્ત્રીજાતિના લાભ પ્રતિ દુર્લક્ષ અપાયેલું હોવાથી સ્ત્રીઓ હવે વયની હદ વધારવા માગે છે. આ પ્રમાણે સ્ત્રીઓ પોતાનાં આએહૂબ દુઃખો કહી બતાવે અને દાદ માગે એ શું ઉખડેલપણું કહેવાય કે ? અને એમને દાદ ન મળે ત્યારે મંડળો સ્થાપી પોકાર ઉઠાવે તે શું છીછરાપણું કહેવાય કે ? પણ એમની એ જાગૃતિ પુરુષવર્ગના સ્વાર્થને હરકતકર્તા હોવાથી પુરુષે એવી ગપ ઉડાવી કે અબળાઓને હવે પાર્લામેન્ટમાં બેસવું છે અને રાજ્ય કરવું છે માટે તેઓ નોકસાન કરવા લાગી પડી છે ! પોતાનાં દુઃખો સાંભળવાની પણ જ્યારે પુરુષો ના કહે છે કે એવું સ્ત્રીઓએ જોયું ત્યારે તેમણે ઇંગ્લાંડમાં Suffiragist સફ્રેજીસ્ટ (હક્ક માગનારૂં) સ્ત્રીમંડળ ઊભું કર્યું. મનુષ્યજાત સંપૂર્ણ છે જ નહિ, તેથી જેમ પુરુષવર્ગ સારા આશયથી કામ કરવા છતાં વખતે ભૂલ પણ કરી બેસે છે, તેમ સફ્રેજીસ્ટ મંડળનો આશય પવિત્ર હોવા છતાં કેટલીક સ્ત્રીઓએ કોઇ વખત તોફાન પણ કર્યાં તે વાત ખરી, પણ તે અપમાન સહન ન થવાથી ઉસ્કેરાયલી પ્રકૃતિનું જ પરિણામ હતું. એ તોફાનો ઉપરથી તેમના આશયની કિંમત કરનારાઓ ન્યાયનું તત્ત્વ સમજતા નથી. તે સ્ત્રીઓનો આશય પુરુષવર્ગનો દ્વેષ કરવાનો નથી તેવી સાબીતી,

લડાઇ પ્રસંગે તે સ્ત્રીઓએ પકડેલી શાન્તિ અને ઘાયલ થયેલા પુરુષોની સારવાર કરવામાં અર્પેલી સેવાઓ પોતેજ છે.

આસ્ટ્રેલિયા ન્યૂઝીલેન્ડ અને અમેરિકાના કેટલાક ભાગોમાં સ્ત્રીઓને કેટલાક હક્કો આપવામાં આવ્યા છે, અને ફિનલેન્ડમાં તો સ્ત્રીઓને પાર્લામેન્ટમાં બેસવાનો પણ હક્ક મળ્યો છે, ઇંગ્લંડના ડાહ્યા ડાહ્યા રાજદ્વારી પુરુષો અને પાર્લામેન્ટના કેટલાક સભ્યો સ્ત્રીઓની માગણીમાં વાજબીપણું સ્વીકારે છે, પણ તેમને હક્કો આપવાથી કેટલાક રાજકીય ફેરફારો કરવા પડે તેમ છે તેનું શું થાય એ એમને ચિંતા લાગી છે. એ અટપટા સવાલનો તેઓ નીવેડો લાવી શકતા નથી. શું આ પ્રસંગ એવો નથી કે જેમાં કોઇ અસાધારણ મનુષ્યની–કોઇ દેવાંશી મનુષ્યની મદદ અવશ્ય જોઇએ ?

## શું કેદખાનામાં સુધારાની જરૂર નથી ?

આ સમાજમાંથી ગુન્હાનું બીજ કહાડવા માટે મનુષ્યની બુદ્ધિએ ઊભાં કરેલાં કેદખાનાં શું એ આશયને સફળ કરે છે ? બળાત્કાર કરનાર, ખૂન કરનાર અને ચોરી કે લૂંટ કરનાર કેદીઓની સાથે નામના ગુન્હા માટે કેદ પામેલા સારી નીતિવાળા મરદો અને છોકરાંઓને રાખવામાં આવે છે, આથી શું ખરાબ સંગતની અસર થયા વગર રહી શકે ? કેદખાનામાં વળી અનીતિમાનોના આચાર કે નીતિ સુધારવાને અર્થે શું ઉપાય લેવામાં આવે છે ? શું અમુક મુદત સુધી શારીરિક મજુરી કરાવવાથી કે પીડા આપવાથી તે માણસ કેદખાનાની બહાર સારી વર્તણુક ચલાવતાં શીખશે ? અને જો લાખ્ખો રૂપિયાના ખર્ચે નભતાં કેદખાનાં અપરાધીઓને સુધારી ન શકે અને ગુન્હાના પુનરાવર્તનને અટકાવી ન શકે તો પછી એમાં શું સુધારાની આવશ્યક્તા નથી? કેટલાક ગરીબો ધંધે નોકરી ઢુંઢવા છતાં, કાલાવાલા કરવા છતાં,

રોજી ન મેળવી શકવાથી ભૂખ અને તંગીથી હેરાન થઇ નછૂટકે ચોરી કરી બેસે છે તેમને કેદથી શું શિક્ષણ મળવાનું હતું ? ન્હાનું બાળક કોઇની ઉશ્કેરણીથી કે તદ્દન અજ્ઞાન દશામાં કાંઇ ગુન્હો કરી બેસે એને કેદમાં મોકલી 'હમેશનો ડામીજ' બનાવવાથી જનસમાજનું શું હિત થાય છે ? ગુન્હા પીછાનવાની રીતમાં સુધારો થવાની જરૂર છે તેમજ ગુન્હેગારોના વર્ગ ગુન્હાનાં કારણ અને પ્રકારને અનુસરતા પાડવાની જરૂર છે. વળી જૂદી જૂદી જાતના ગુન્હાનું **બીજ** બાળવા માટે કેવી રીતે કામ લેવું એનો પણ નિશ્ચય થવાની જરૂર છે. ગુન્હેગારોને અને ગુન્હો કરી બેસે એવા જણાતા મનુષ્યોને જનસમાજ સાથે છૂટથી ભળવા દેવા એ જોખમભર્યું છે એ વાતની તો ના કહેવાશે નહિ; પણ તેવા લોકોને ક્યાં રાખવા, કેવી રીતે રાખવા, કેવી રીતે સુધારવા, અને જે કારણથી ગુન્હો થવા પામ્યો હોય તેવા કારણનું મૂળ કેવી રીતે બાળી નાખવું એનો નિશ્ચય થવાની અત્યંત જરૂર છે. જેઓ ભૂખના દુઃખથી ગુન્હો કરે છે એવાઓને ધંધો શીખવવાની અને ધંધે વળગાડી આપવાની જરૂર છે. જેઓ કાચી ઉમરના કે બીજાની શીખવણીના ભોગ થઇ પડે તેવા છે તેમને તદ્દન એલાયદા રાખી સારા સંસ્કાર આપવાની જરૂર છે. આ બધું કામ ઘણુંજ ગંભીર છે અને તે કોઇ અસાધારણ બુદ્ધિબળ તથા તેવા જ અસાધારણ હૃદયબળવાળા પુરુષ સિવાય કોણ કરી શકવાનું હતું ? શું વીસમી સદીના વિદ્વાનો અને રાજદ્વારીઓ કે ફીલસૂફો આ પ્રશ્નનો નિવેડો લાવી શક્યા છે ?

## મોટાઇનો શોખ—સમાજનું સડેલું અંગ.

માણસ પોતાના સુખ માટે–સગવડ માટે–મઝા માટે એવું ઇચ્છે કે તે પોતે શેઠ બની આજ્ઞાઓ કરે અને બીજાઓ ( અલબત્ત,

તેના જેવાં માણુસો જ ) તેની તે આજ્ઞાઓ ચૂપકીથી અદા લાવે. પણુ તેમ ક્યારે બની શકે ? બીજાઓ ગરીબ અને લાચાર સ્થિતિમાં હોય તો જ. આથી અમુક મનુષ્યો બીજા મનુષ્યોની ગરીબાઇનો કે મુશ્કેલીનો લાભ લઇ ક્રૂર બનવા લાગ્યા. મદ્રાસ ઇલાકામાં હિંદુઓએ પારીઆ જાતિને ગુલામ જેવી બનાવી દીધી, તેમને અડવામાં પણુ પાપ ઠરાવી દીધું. કૂવામાંથી પાણી લેવાની પણુ તેમને માટે સત્તા ન રહેવા દીધી. આવા લોકોની સંખ્યા આજે મદ્રાસ ઇલાકાની ૩ કરોડની વસ્તીમાં ⅙ જેટલી એટલે ૫૦ લાખ છે. કેવું ભયંકર પ્રમાણ ! જે સમાજનો આવડો મ્હોટો ભાગ અજ્ઞાન, ભૂખ અને ગુલામ જેવી સ્થિતિમાં સબડતો હોય તે પ્રજા કેવી રીતે આગળ વધી શકે ? હિંદના બીજા ભાગોમાં પણુ અસ્પૃશ્ય ઠરાવેલી જાતોની એ જ ખેદજનક દશા છે. ઇંગ્લાંડની વસ્તીનો ૧૦ મો ભાગ ઘણી જ ગરીબ હાલતમાં છે; લંડનની Slums એટલે છેક હલકી વસ્તીવાળા લત્તાઓ જોવાથી જણુાશે કે એ લોકોની સ્થિતિ ઘણીજ દયાજનક છે. રૂશીઆમાં પણુ લાખ્ખો માણુસ એવી દશા અનુભવે છે અને કાઉન્ટ ટૉલ્સ્ટૉય જેવા મહાત્માઓએ એ માટે સખ્ત લડત ચલાવવા છતાં એ દુઃખ હજી ઊભું જ છે.

જનસમાજનું આ દારુણુ દુઃખ દૂર કરવા જતાં સમાજવ્યવસ્થા અને ધર્મ સંબંધી રૂઢ થએલી માન્યતાઓ બદલવી પડે તેમ છે, તેથી કહેવાતા ધર્મી લોકો અને જ્ઞાતિના અગ્રેસરો આંખમીચામણાં કરે છે અને કોઇ દયાળુ પુરૂષ પ્રયત્ન કરે છે તો તેઓ તેના કામમાં બને તેટલાં વિઘ્નો નાખવા પણુ ચૂકતા નથી. જેઓ બુદ્ધશાળી છે—સુખી છે તેઓની ફરજ છે કે આ અજ્ઞાન—દુઃખી નાના બંધુઓની વ્હારે ચડવું, તેમને સ્વચ્છતાના નિયમો શિખવવા, તેમનામાં સ્વમાન

પ્રકટ કરાવવું, તેમને કેળવવા અને સુખી જીવન ગુજારવાના રસ્તા કરી આપવા. આ કામ માટે પણ લોકો પર અસર કરી શકે એવા મહાન્ પુરુષના આગમનની ઓછી જરૂર નથી.

## સમાજસ્થિતિ મહાપુરુષનું આગમન ઇચ્છે છે.

દરેક દેશની સમાજસ્થિતિ ગુંચવણભરી થઇ પડી છે. અનેક અગત્યના સવાલોનું નિરાકરણ થવાની જરૂર છે, એમ દરેક સમાજના પુરાણપ્રેમી (orthodox) તેમજ સુધારા પક્ષના નેતાઓ કબૂલ કરે છે. દાખલા તરીકે આપણા હિંદુસ્તાનમાંજ સમાજને લગતા એટલા બધા સવાલો અત્યારે ઉપસ્થિત થયા છે અને દરેક સવાલના પક્ષકારો અને પ્રતિપક્ષીઓ લાંબા વખતથી એવું દારુણ પણ મિથ્યા યુદ્ધ મચાવી રહ્યા છે કે, સઘળી વસ્તુસ્થિતિઓને સારી રીતે જાણનાર અને સઘળાં દૃષ્ટિબિંદુઓથી વિચારનાર સમર્થ પુરુષ જો આ પ્રસંગે બહાર ન આવે તો સમાજસ્થિતિ સુધરવી તો દૂર રહી પણ વિશેષ બગડતી જવાની, અને ઉપરથી વળી પક્ષકારોનું વાગ્યુદ્ધ ભયંકર રૂપ પકડીને નવાં દુઃખ ઉત્પન્ન કરવાનું. આજે હિંદમાં અગાઉની માફક ચાર વર્ણ જ કાયમ રાખી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓને એકત્ર કરવાની કેટલાકો હિમાયતો કરે છે, કેટલાકો જ્ઞાતિ અને પેટા જ્ઞાતિઓને નિભાવવા અને મજબૂત કરવામાં હિત બતાવે છે, કેટલાકો જ્ઞાતિ તેમજ વર્ણ સર્વને દૂર કરી મનુષ્ય માત્રને એક ભાઇચારાની સાંકળથી જોડવા માગે છે. વર્ષો થયાં આ મતભિન્નતા ચાલી રહી છે પણ અદ્યાપિપર્યંત એક પણ નિશ્ચય સ્વીકારાયો નથી, તે જ જણાવી આપે છે કે આ સર્વ નેતાઓ કરતાં વધારે વિચારવાન્—વધારે જ્ઞાની—વધારે સમર્થ નેતાના પ્રગટ થયા સિવાય આ કોયડો છૂટી શકવાનો નથી. એવી જ રીતે વિધવાઓનો સવાલ પણ આ દેશમાં ઓછું

ધ્યાન ખેંચનારો નથી. બીજા દેશમાં આપણા ' બાળવિધવા ' શબ્દને મળતો શબ્દજ હયાતી ધરાવતો નથી. ત્યારે આ દેશમાં હિંદની એકંદરે ૫૦ લાખ વિધવાઓ અતિ દુઃખમય જીવન ગુજારે છે. એમની લુખ્ખી—કંટાળાભરી—બોજારૂપ જીંદગીનું ચિત્ર ગમે તેવા કઠણ કાળજાને પીગાળવા પૂરતું છે. બાળવિધવા અને યુવાન વિધવાઓની સ્થિતિ સુધારવા માટે ઘણું કરવા જેવું છે; તેમ જ ભવિષ્યમાં બાળ-વિધવાઓ થવા ન પામે એટલા માટે બાળલગ્નો અને વૃદ્ધ લગ્નો અટકાવવાની જરૂર છેઃ પણ આમાંનું શું બની શક્યું છે? રૂઢિનું જોર આ દેશમાં ઘણુંજ છે. સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇ વાજબી જ કહે છે કેઃ—

આ હિંદુ લોકનો ચાલ સહુએ માર્ગ એક લેવાનો,
જઇ જતાની પાછળ કુવે પડી મરવાનો;
ઘનતિમિર તુલ્ય આચાર થયેલ પુરાણ તેથી થઇ જાયે,
જન લોચનવંતા અંધ હોય જગમાંહે.

આ રૂઢિની શક્તિ તોડે એવા પ્રબળ આત્માની શું ઓછી જરૂર છે? તેમ જ વિધવાને લગતા અનેક સવાલોનો નિવેડો લાવવાને પણ શું એવા પુરુષની ઓછી જરૂર છે? આજે કેટલાક કહે છે કે વિધવાએ ફરી પરણવુંજ નહિ અને દુઃખમાં જીંદગી પૂરી કરવી એવી શાસ્ત્રની આજ્ઞા છે; કેટલાક કહે છે કે અમુક સંજોગોમાં વિધવાને ફરી પરણવું ધર્મ્ય છે, કેટલાક કહે છે કે હરકોઇ સંજોગમાં જ્યારે પુરુષ અનેક વાર લગ્ન કરી શકે છે ત્યારે હરકોઇ સંજોગમાં સ્ત્રી શામાટે ફરી ન પરણી શકે? કામવિકારની સ્વાભાવિક સત્તાને આગળ કરીને કોઇ કહે છે કે, ઉચ્ચ જ્ઞાન વગર કામવિકાર દાબી શકાય જ નહિ અને ઉચ્ચ જ્ઞાન સરેરાસ સ્ત્રી મેળવી શકે

નહિ તેથી એમને ફરજીયાત વિધવાપણું પળાવવાથી ગર્ભપાત અને અન્ય કુકર્મો થવાનાં જ અને તેનો દોષ ફરજીયાત વૈધવ્ય પળાવનારના શિરે જ પડવાનો. આમ અનેક મતોની મારામારી ચાલી રહી છે અને વિધવાઓનું દુઃખ તો એકે પક્ષથી ઘટી શકતું નથી, બલ્કે વખતના વહેવા સાથે વિધવાઓની સંખ્યા વધતી જ જાય છે. જ્યાં શાસ્ત્રોના જાણકાર પંડિતો, સુધારકો, વિચારકો, ધારાશાસ્ત્રીઓ સર્વે કોઈની બુદ્ધિ નિષ્ફળ નીવડી છે ત્યાં શું કોઇ અસાધારણ પુરુષસિંહના પ્રકટીકરણની આવશ્યકતા નથી

## આપણા વચ્ચે ઊભા થએલા પ્રશ્નોનો નિવેડો કરનારી બુદ્ધિ જે સાધનથી મળી છે તે કેળવણી પોતેજ અપૂર્ણ છે.

આજે અપાતી કેળવણી માત્ર અપૂર્ણ જ નહિ પણ પાયા વગરની છે. બાળકની શક્તિઓને બહાર ખેંચી કહાડવી અને વિકસાવવી એ જ કેળવણીનો આશય હોવો જોઇએ; તેને બદલે આજે તો બહારથી તેના મગજમાં અનેક વસ્તુઓ ઠાંસવામાં આવે છે. બાળકની શક્તિઓ તરફ કોઇ લક્ષ આપતું નથી. દરેક બાળક જન્મથી પૂર્વે જન્મના સંસ્કારો પોતાની સાથે લાવે છે, ઉપરાંત માબાપ વગેરેના સંસ્કારો પણ હોય છે, જેથી દરેક બાળકની શક્તિઓ એકસરખી હોઇ શકે જ નહિ અને તે સર્વે બાળકો માટે એકસરખી કેળવણી કામ લાગી શકે જ નહિ. અગાઉના શિક્ષકો બાળકની આંતર્ શક્તિઓ કેવી અને કેટલી છે તે પારખવાની શક્તિ ધરાવતા હતા અને તે આંતર્ શક્તિઓને ધ્યાનમાં રાખીને દરેકને તેને બંધબેસતી જાતની કેળવણી જૂદી જૂદી રીતે આપતા હતા. આજે પણ 'માનસ શાસ્ત્ર' (Psychology)ના અભ્યાસીઓ, અને બાળસ્વભાવનું નિરીક્ષણ કરનારાઓ મુખ્યત્વે કરી કહે

છે કે, બાળકો અમુક ગ્રાહક (receptive) શક્તિ સાથે જન્મે છે, માટે તે ગ્રાહક શક્તિનો તેમ જ તેના સ્વભાવનો વિચાર કરીને જ તેને કેળવણી આપવી જોઇએ. ફ્રૉએલ, ડૉ. મોન્ટીસોરી વગેરે કેટલાકોએ આ દિશામાં સ્તુતિપાત્ર પ્રયાસો પણ કર્યા છે. તથાપિ અદ્યાપિ સુધી પૃથક્ પૃથક્ વ્યક્તિને બંધબેસતી કેળવણી આપવવાની રૂઢિ કોઇ જગાએ દાખલ થઈ નથી. બીજી તરફથી એ પણ મુસ્કેલી જણાય છે કે, એવી રૂઢિ દાખલ કરવામાં આવે તો શિક્ષકો ઘણા જોઇએ અને ખર્ચ પણ બહુ વધી વડે. આ મુસીબતનો નિકાલ શી રીતે આણવો એ પણ ગહન પ્રશ્ન છે. આ પ્રશ્નનો નિવેડો સહેલાઇથી થઇ શકે તેમ નથી. શિક્ષકનો ધંધો કરવા ઇચ્છનારા મનુષ્યોને આખું જીવન બદલવું પડે, ફીની પદ્ધતિ બદલવી પડે, એવા એવા ઘણા સવાલો વિચારવાના રહે છે. બાકી આજની ઉપલકીઆ કેળવણી—મગજનો ખીચડો કરનારી અને હૃદયને લગભગ જેમનું તેમ રાખી મૂકનારી કેળવણી—આપણને જીવન અને મૃત્યુના મહાન્ સવાલોના ફૂડચા લાવવામાં ઉપયોગી થઈ પડવાનો બહુ જ ઓછો સંભવ છે,

## મહાન ગુરુઓ ઘણી વખત આવી ગયા છે.

આ પ્રમાણે આપણી સમક્ષ અનેકાનેક ગુંચવાડાભર્યા પ્રશ્નો ખડા થયા છે, કે જેમનું નિરાકરણ આજના બુદ્ધિશાળીઓથી થઇ શક્યું નથી અને શકતું નથી. ત્યારે એ તો ખુલ્લું છે કે કોઇ સમર્થ પુરુષ–કોઇ મહાન્ ગુરુ બહાર પડ્યા સિવાય આ મુસ્કેલીઓ દૂર થવી સંભવતી નથી. પણ સવાલ એ છે કે શું મહાન્ ગુરુનું આવવું સંભવિત છે? અગાઉ એમ બન્યાના દાખલા ઇતિહાસ પરથી જણાય છે? આપણે તે સવાલ ઇતિહાસને પૂછીશું અને તેણે કહેવું જ જોઇશે કે ૧૯ મા સૈકાના છેવટના ભાગમાં જ્યારે ઇટલીમાં એકેક રાજ્ય

બીજા રાજ્ય સામે લડવા લાગ્યું હતું અને અંધાધુંધી ફેલાઈ હતી તે વખતે મેઝીની નામનો એક મહાપુરુષ નીકળી આવ્યો, જેણે સ્વતંત્રતાનો, ઐક્યબળનો અને ઉચ્ચ ભાવનાનો સંદેશો સર્વત્ર ફેલાવ્યો. ભાષણો, લેખો, ચર્ચાઓ અને હીલચાલોદ્વારા તેણે આખા ઈટલીનું વાતાવરણ 'સ્વતંત્ર ઇટલી' ની ભાવનાથી ભરી દીધું. તે ભાવનાને આકારમાં મૂકવાને, તે પછી, બીજો મહાપુરુષ ગેરીબાલ્ડી બહાર આવ્યો, જેણે દેશને સ્વતંત્ર બનાવી દીધો. ઇતિહાસ વળી એ પણ સાક્ષી પૂરવાને બંધાયલો છે કે, અમેરિકામાં સ્વતંત્રતાની ભાવના જાગૃત થતાં તેને સિદ્ધ કરવાને જ્યોર્જ વોશિંગ્ટન જન્મ પામ્યો, જેણે યુનાઇટેડ સ્ટેટ્સને સ્વતંત્ર બનાવ્યાં. એવી જ રીતે ઇંગ્લાંડમાં પહેલા ચાર્લ્સ રાજાના વખતમાં લોકો જ્યારે રાજાના જુલમથી કંટાળી ગયા હતા તેવે વખતે ઓલીવર ક્રોમવેલ રંગભૂમિ પર આવ્યો, જેણે રાજાને હરાવી દેશને શાન્તિ બક્ષી. હિંદમાં આજથી ૨૫૦૦ વર્ષ ઉપર જ્યારે યજ્ઞોમાં હજારો પશુઓ હોમાવા લાગ્યાં અને ધર્મ કેવળ શુષ્ક ક્રિયાકાંડમાં જ ગોંધાઇ ગયો તેવે વખતે મહાત્મા બુદ્ધ અને મહાવીર સ્વામી જન્મ્યા, જેમણે યજ્ઞોમાં થતી હિંસા સર્વત્ર બંધ કરાવી અને ધર્મને દયામય સ્વરૂપ આપ્યું તથા ક્રિયાઓને બદલે નીતિમય જીવનની વિશેષતા ઉપદેશી. આજથી ૧૫૦૦ વર્ષ ઉપર અરબસ્તાનમાં લોકો મનુષ્યોનું બલિદાન પંચભૂતોને આપતા હતા, સમાજવ્યવસ્થાનું ઠેકાણું ન હતું, ભ્રાતૃભાવનું નામ નિશાન ન હતું, પ્રજા પ્રાયઃ જંગલી અને તોફાની હતી, તેવે વખતે હજરત મહમદ પયગમ્બર સાહેબ જન્મ પામ્યા, જેમણે દેશકાળને અનુકૂળ સુધારા લોકોને શિખવ્યા અને લોકોની તોફાની વૃત્તિઓ પર અંકુશ બેસાડી ધર્મપ્રેમી બનાવ્યા. ઇતિહાસનાં પાનાં

આવા અનેક દાખલાઓ આપી શકે છે. જૂના વખતમાં રેલ્વે, તાર, સ્ટીમરો વગેરે સાધન ન હોવાથી જૂદા જૂદા દેશો વચ્ચે ગાઢો સંબંધ નહતો અને તેથી તે વખતમાં એકેક દેશ માટે જ મહાપુરૂષ જન્મતા. આજે આખી દુનિયા વ્યાપારાદિ સાંકળોથી જોડાયલી છે અને દુનિયાના એક ભાગનો સુધારો બીજા ભાગ પર અસર કરી શકે છે તેથી આજે ઉત્પન્ન થતા સવાલો આખી દુનિયાને લાગુ પડતા છે; માટે હવે જે મહાપુરુષ જન્મ લે તે આખી દુનિયાના ગુરુ તરીકે કામ કરવા જન્મ લે એ સમજવું મુશ્કેલ નથી.

## આ માન્યતાને અંગે જૂદા જૂદા ધર્મનાં શાસ્ત્રો શું કહે છે ?

આજની વસ્તુસ્થિતિ ઉપરથી અને ભૂતકાળના ઇતિહાસ ઉપરથી આપણે જે અનુમાન પર આવ્યા છીએ (કે કોઇ મહાન્ ગુરુ આવવા જોઇએ) તે અનુમાનને જૂદાં જૂદાં ધર્મશાસ્ત્રોનો ટેકો છે કે કેમ એ પણ આપણે જોવું જોઇએ. ભગવદ્ ગીતામા શ્રી કૃષ્ણ એવું વચન આપે છે કેઃ—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

અર્થાત્ જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે અને અધર્મનો ફેલાવો થાય છે, ત્યારે ત્યારે હું મારી જાતને સરજું છું—અથવા હું જગતના કલ્યાણ અર્થે જન્મ લેઉં છું.

આજની ધર્મની સ્થિતિ તપાસો એટલે તમને ખાત્રી થશે કે મનુષ્યોનો ૮૦ કે ૯૦ ટકા જેટલો ભાગ બાહ્ય ક્રિયામાં જ મુંઝાઇ રહ્યા છે, અને એકાદ ટકા સિવાયનો બાકીનો ભાગ સ્વાર્થ માટે જ

ધર્મને માનવાનું કહેનારનો છે. ધાર્મિક જીવન ગુજારનાર એક ટકો પણ ભાગ્યેજ નજરે પડશે. ધર્મનું નામ રહ્યું છે, ચૈતન્ય તેમાંથી ચાલ્યું ગયું છે. ટુંકમાં આજે ધાર્મિક ક્રિયા અને વ્યાવહારિક ક્રિયા એવા બે નવા ભેદ પડી ગયા છે; લોકો સમજે છે કે જ્યાંસુધી તેઓ ધાર્મિક ક્રિયા કરે છે ત્યાં સુધી વ્યવહારમાં ગમે તેવી છેતરપંડી કે પ્રપંચ કરાય તેની ચિંતા નહિ! તેઓ તોપણ પોતાને ધાર્મિક તરીકે ઓળખાવવાને હકદાર સમજે છે! ધર્મની શું આ ઓછી 'ગ્લાનિ'–ઓછી અધોગતિ કે પડતી છે? અને એવે વખતે મહાન્ ગુરુ આપણા વચ્ચે દેખા દે એ, ગીતાજીમાં આપેલા શ્રી કૃષ્ણના વચનની સફળતા સિવાય બીજું શું હોઇ શકે?

માત્ર ગીતા અને પુરાણોમાં જ એવું વચન છે એમ નથી; બૌદ્ધ લોકો પણ કહે છે કે, થોડા વખતમાં મૈત્રેય બુદ્ધ આવશે. બૌદ્ધ ધર્મ સ્થાપનાર શ્રી બુદ્ધનો નિર્વાણસમય આવી પહોંચ્યો તે વખતે આનંદ નામનો તેમનો શિષ્ય રુદન કરવા લાગ્યો અને બોલ્યો: "હે ભગવન! આપ ચાલ્યા જશો ત્યારે અમને કોણ બોધ આપશે?" તે સમયે બુદ્ધ ભગવાને જવાબ આપ્યો: "પૃથ્વી ઉપર જન્મ ધારણ કરનાર હું પ્રથમ બુદ્ધ નથી, તેમ હું છેલ્લો પણ નથી. હું તમને સત્યનો બોધ આપવાને આવ્યો હતો અને મેં સત્યનું સામ્રાજ્ય સ્થાપ્યું છે. ગૌતમ સિદ્ધાર્થ ચાલ્યો જશે પણ બુદ્ધ તો સદા સ્થાયી રહેશે, કારણકે બુદ્ધ એ સત્ય છે અને સત્ય કદાપિ મરતું નથી. જે સત્યને માને છે અને તે પ્રમાણે વર્તે છે તે મારો શિષ્ય છે, અને હું તેને શીખવીશ. સત્ય ફેલાશે, અને પાંચસો વર્ષ સુધી સત્યનું રાજ્ય વૃદ્ધિ પામ્યાં કરશે. તે પછી અજ્ઞાનનાં વાદળ સત્યને ઢાંકી દેશે અને વખત જતાં બીજા બુદ્ધ જાગૃત થશે; અને જે

સનાતન સત્યો મેં શિખવ્યાં છે તે જ તે શિખવશે." આનંદે પૂછ્યું: "અમે એમને કેવી રીતે ઓળખીશું?" બુદ્ધ ભગવાને કહ્યું: "મારી પછી જે બુદ્ધ આવશે તે **મૈત્રેય** બુદ્ધના નામથી ઓળખાશે. **મૈત્રેય** એટલે **દયાની મૂર્તિ**" આ પ્રમાણે બૌદ્ધ ધર્મમાં મૈત્રેય બુદ્ધના આગમનને લગતી ભવિષ્યવાણી છે.

જૈનોમાં એવી માન્યતા છે કે જૂદે જૂદે સમયે ધર્મનો ઉદ્ધાર કરનારા મહાપુરૂષો થશે, તેઓ '**યુગપ્રધાન**' તરીકે ઓળખાશે. 'યુગપ્રધાન' એટલે કાળચક્રમાં મુખ્ય મનુષ્ય. આ હકીકત 'દીપાવળી-કલ્પ' માં કહેલી છે.

પારસી ધર્મમાં એવી માન્યતા છે કે **સોસ્યન્ટ** નામના કોઇ મહાન્ પુરૂષ આવી ધર્મનો ઉદ્ધાર કરશે.

મુસલમાન બંધુઓમાં એવી માન્યતા છે કે, **ઇમામહેદી** થોડા વખતમાં જન્મશે અને તેમના જન્મને વાસ્તે બહુજ થોડાં વર્ષ બાકી છે. તે પણ ધર્મની જ્યોત જગવશે.

બાઇબલમાં ક્રાઇસ્ટે પોતે ફરીથી આવવાનું વચન આપ્યું છે, અને ખ્રિસ્તીધર્મમાં એક એવો વર્ગ પણ ઉભો થયો છે કે જે Second Adventists "ફરીથી ક્રાઇસ્ટ મહાત્મા આવશે" એવું માનનારા તરીકે ઓળખાય છે. યૂરોપમાં, અમેરિકામાં, દરેક સ્થળે ખ્રિસ્તી પ્રજામાં થોડા સમયથી આ ભાવના બહુજ વ્યાપી રહી છે.

યાહુદી લોકો માને છે કે **મેસાયા** (Messiah) ધર્મનો ઉદ્ધાર કરવા ફરીથી આવશે. આ પ્રમાણે દરેક ધર્મવાળા એમ માને છે કે અમારા ધર્મનો ઉદ્ધાર કરવાને મહાન્ પુરુષ આવશે પણ આવશે એ તો નક્કી જ છે, પરન્તુ આ વખતે હવે **નવા ધર્મની જરૂર નથી.**

હવે તો જે આવશે તે બધા ધર્મોમાં રહેલાં શાશ્વત સત્યોને પુનઃરુજ્જીવન આપશે એમ હાલનો સમય જોતાં લાગે છે.

## ઇતિહાસ તરફ એક દૃષ્ટિ.

જેઓએ ઇતિહાસનો અભ્યાસ કર્યો છે, તેઓ આ વાતથી વાકેફ છે કે, બધા મનુષ્યો એશિયાના મધ્ય ભાગમાં પ્રથમ રહેતા હતા. ત્યાંથી તેઓ જૂદે જૂદે સમયે જગતના જૂદા જૂદા ભાગ ઉપર પથરાયા. આ બધી આર્ય પ્રજા કહેવાય છે અને અત્યારસુધીમાં તેની પાંચ ઉપપ્રજાઓ આ જગતમાં જન્મી છે. આર્યપ્રજાની પહેલી ઉપપ્રજા હિંદુસ્થાનમાં આવી તે વખતે તે પ્રજાને દોરવાને, તેને આશીર્વાદ આપવાને, અને તેને અમુક પ્રકારની ધાર્મિક વિચારશ્રેણી અને રાજ્યવ્યવસ્થા આપવાને વ્યાસ ઋષિ આવ્યા. બીજી ઉપપ્રજા ઇજીપ્ત તરફ ગઇ. ત્યાંનો સુધારો અત્યારે પણ જગતને હેરત પમાડે છે. તે પ્રજાને જીવન આપનાર અને ધર્મ બતાવનાર હર્મીઝ નામના મહાપુરુષ હતા. ત્રીજી ઉપપ્રજા ઈરાન તરફ ગઇ. તેના દોરનાર અને તેને આશીર્વાદ આપનાર ઝોરોએસ્ટર–અશો જરથુસ્ત હતા, કે જેમણે જરસ્થોતી ધર્મ સ્થાપ્યો. ચોથી ઉપપ્રજા કેલટીક છે, તે ગ્રીસ અને રોમ તરફ ગઇ. અને ગ્રીસ અને રોમ અનુક્રમે સુધારામાં, સૌંદર્યમાં, કાયદામાં, વ્યવસ્થામાં આગળ વધ્યાં. આ વખતે આ પ્રજાને દોરનાર ઓર્ફીઅસ નામના મહાપુરુષ કે જેમના મધુર સંગીતથી સર્વ પશુ–પંખીઓ પણ સ્તબ્ધ થઇ જતાં હતાં, તે હતા. પાંચમી ઉપપ્રજા ટ્યુટોનિક પ્રજા છે, કે જેમાં હાલના અંગ્રેજો-જર્મનો અને વલંદા વગેરે લોકો છે. તે પ્રજાના જન્મ વખતે તે પ્રજાને દોરનાર અને તેને નવું જીવનસૂત્ર આપનારા ક્રાઇસ્ટ મહાત્મા

**હતા. આ ઉપરથી જણાય છે કે, દરેક ઉપપ્રજા જન્મ વખતે મહાપુરુષ આવેલા છે.**

હાલમાં છઠ્ઠી ઉપપ્રજાની ઉત્પત્તિ શરૂ થઇ ચૂકી છે. અમેરીકામાં હાલમાં કેટલાક એવા પુરુષો જન્મ્યા છે કે જેમના શરીરના તથા મ્હોના ઘાટ પરથી તે જૂદી ઉપપ્રજાને વાસ્તે લાયક હોય એમ લાગે છે. આ બાબત કેવળ કલ્પના નથી; પણ પ્રજાના શરીર–બંધારણનો અભ્યાસ કરનારા (ethnologists) વિજ્ઞાનશાસ્ત્રીઓ પોતાના તે વિષયને લગતા પત્રોમાં આ વાત ખુલ્લી રીતે જાહેર કરે છે. (થિઓસોફિકલ સોસાયટીનાં સંસ્થાપક મૅડમ બ્લૅવેટસ્કીએ ઘણાં વર્ષો ઉપર અમેરિકામાં છઠ્ઠી ઉપપ્રજાની ઉત્પત્તિ થશે એમ જણાવ્યું હતું, અને હાલનું સાયન્સ તેને ટેકો આપે છે. પહેલી પાંચ ઉપપ્રજાઓ થઇ ત્યારે મહાન્ પુરુષો આવ્યા છે; તો આ છઠ્ઠી ઉપપ્રજાની ઉત્પત્તિ વખતે તેને આશીર્વાદ આપવાને અને જનસમાજને ઉન્નતિનું આગળનું પગથિયું બતાવવાને કોઇ મહાન્ પુરુષ* આવે તો તે ભૂતકાળનો ઇતિહાસ તપાસતાં તદ્દન સંભવિત લાગે છે.

---

* આવી ભવિષ્યવાણી કહેવી અને તે થોડા જ વખતમાં ખરી પડવાનું જણાવવું એ કાંઇ મજબૂત કારણ સિવાય બની શકે નહિ. કારણકે જેઓ તે ભવિષ્યવાણી સાંભળે છે તેઓમાંના ઘણાઓ તે નજદીકના ભવિષ્યમાં કાયમ રહેવાના અને જો ભવિષ્યવાણી જૂઠી ઠરે તો કહેનારને આખી દુનિયામાં હલકા પડવું પડે. વિદુષી મિસીસ બેસંટ જેવી વ્યક્તિ કે જે 'થિઓસોફિકલ સોસાઇટી' નાં પ્રમુખનો માનવંતો હોદ્દો ધરાવે છે અને આખી દુનિયાના હજારો વિદ્વાનો અને રાજ્યદ્વારીઓ જેમના પ્રત્યે પૂજ્યભાવ ધરાવે છે તેવી એક જોખમદાર વ્યક્તિએ ૧૯૦૮ ના ડિસેમ્બરમાં પોતાના ભાષણમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે, થોડાં વર્ષોમાં કોઇ મહાન વ્યક્તિ આ જગત્‌ના ઉદ્ધાર અર્થે પૃથ્વીપર જન્મશે. વળી તેમણે ૧૯૦૯ માં

# પૂર્વના તારાનું મંડળ.

ક્રાઇસ્ટ મહાત્મા આવનારા હતા તે પૂર્વે જોન બેપ્ટિસ્ટ નામના એક વિદ્વાન મનુષ્યે જણાવ્યું હતું કે 'થોડાં વર્ષોમાં કોઇ મહાપુરૂષ આવશે.' કેટલાક ડાહ્યા પુરૂષોએ પૂછ્યું કે 'અમને તેમના જન્મની શી ખબર પડશે?' ત્યારે તેણે જણાવ્યું કે પૂર્વમાં એક તારો ઉગશે, અને જે સ્થળે બાળક ક્રાઇસ્ટ જન્મ્યા હશે ત્યાં તેનો પ્રકાશ પડશે. તે પછી કેટલેક વર્ષે તે ડાહ્યા પુરૂષોએ પૂર્વ દિશામાં એક અપૂર્વ તારો જોયો. તેમણે જાણ્યું કે ક્રાઇસ્ટ મહાત્માનો જન્મ થયો છે. તે તારાને આધારે તેઓએ ચાલવા માંડયું. તે તારો ચાલવા લાગ્યો અને જ્યાં ક્રાઇસ્ટની માતા મેરી પોતાના બાલ મહાત્માને પોતાના ખોળામાં લઇને બેઠી હતી તે ઘર પર તે આવ્યો એટલે ત્યાં અટક્યો. તેઓ પણ તે ઘરમાં આવ્યા અને તે બાળ મહાત્માને ચરણે પડ્યા. આ રૂપક સ્મરણમાં રાખી હાલ "પૂર્વના તારાનું મંડળ" એ નામનું એક મંડળ સ્થાપવામાં આવ્યું છે. એ મંડળનું આવું નામ રાખવાનું એક બીજું કારણ એ છે કે મહાન્‌પુરૂષો બધા પૂર્વમાં થયા છે, ક્રાઇસ્ટ પણ એશિયામાં થયા હતા, માટે પૂર્વમાંથી જ જ્ઞાનનો પ્રકાશ આવશે. ૧૯૧૧ માં આ વિચારોને સ્થાયી રૂપ આપવામાં આવ્યું અને "પૂર્વના તારાનું મંડળ–" "Order of the Star in the East" એ નામનું મંડળ આ મહાન પુરુષના આગમનની તૈયારી માટે સ્થાપવામાં

લંડન જેવા બુદ્ધિવાદના સ્થળમાં "Changing world" અથવા 'બદલાતી દુનિયા' એ વિષય ઉપર સંખ્યાબંધ ભાષણો આપતાં પણ આ ભવિષ્યવાણી સ્પષ્ટ શબ્દોમાં કહી હતી અને તેનાં કારણો જણાવ્યાં હતાં. મજબૂત કારણો સિવાય કોઇ જોખમદાર વ્યક્તિ આવું કથન કરવાની હિંમત ધરી શકે નહિ.

આવ્યું. ઉપર જણાવેલાં કારણોથી જેઓનો અંતરાત્મા હાલમાં મહાપુરુષના આગમનનો સંભવ છે એમ સ્વીકારતો હોય તે સર્વે આ મંડળમાં સભાસદ થઇ શકે છે. જ્યારે સર્વ ધર્મવાળા એમ માને છે કે કોઇ મહાપુરુષ આવી **તેમના પોતાના** ધર્મનો ઉદ્ધાર કરશે ત્યારે **આ** મંડળના સભાસદો **એમ** માને છે કે "કોઇ મહાન્ વ્યક્તિ આવશે, અને તે **સર્વ ધર્મના** લોકોને અને કોઇ પણ ધર્મ **નહિ** માનનાર દરેકને આશીર્વાદ આપશે અને નવો સંદેશો ફેલાવશે."

## મહાન્ ગુરૂના આવ્યા પહેલાં આગળથી એવી શ્રદ્ધા શા માટે રાખવી જોઈએ !

એવો પ્રશ્ન આ બુદ્ધિવાદના જમાનામાં ઉદ્‌ભવવા સંભવ છે કે, "મહાન્ ગુરુ જ્યારે પ્રત્યક્ષ થશે ત્યારે તેમને જોઇશું અને તેમનો બોધ સાંભળીશું; અત્યારથી એવી શ્રદ્ધા રાખીને 'પૂર્વના તારાના મંડળ' માં જોડાવાથી શું સાર્થકતા છે ?"

આ પ્રશ્નનો ઉત્તર ઇતિહાસ પાસે અપાવીશું. મહાત્માઓ જે જે સમયમાં બહાર પડયા છે તે તે સમયમાં લોકગણે અજ્ઞાનતાથી તેમની અવગણના કરી છે, તિરસ્કાર અને મારપીટ કરી છે. આથી મહાત્માઓને કાંઈ નુકસાન નથી, પણ લોકોને જે લાભ કરવા તેઓ આવ્યા હોય છે તે લાભ લોકો લઇ શકતા નથી એ જ દીલગીર થવા જેવું છે. જે મહાત્માઓના મરણ બાદ તેમની મૂર્તિઓ અને નામ પૂજાયાં છે તેમને તેમની હૈયાતીમાં તો પાખંડી તરીકે પીટવામાં જ આવ્યા છે. બુદ્ધ મહાત્માને એક જ દેશના પણ અન્ય પંથવાળા મનુષ્યો તરફથી ઓછું સહેવું પડયું હતું ? હઝરત મહમદ સાહેબને શું મક્કેથી મદીને અમસ્તુ જ નાશી જવું પડયું હતું ? ક્રાઇસ્ટને

યાહુદીઓએ શું વધસ્તંભપર નહોતા ચઢાવ્યા ? ? મહાવીર સ્વામી ઉપર અનાર્યોએ શું ઓછા ઉપસર્ગ કર્યા હતા ? અરે એ જૂના જમાનાઓની વાત બાજુએ રાખો, ખુદ આજના કેળવાયલા કહેવાતા જમાનામાં પણ તેવા મહાત્માઓનો સંદેશો ફેલાવનાર મૅડમ બ્લૅવેટસ્કીને આજથી ૩૦–૩૫ વર્ષ ઉપર ઓછી ગાળો, અપમાન અને તહોમતો સહેવા પડયાં હતાં ? દુનીઆનો મોટો ભાગ અજ્ઞાન છે, મહાન્ પુરુષોની મહત્તા પિછાનવાની તેનામાં શક્તિ નથી અને તેથી મહાન્ પુરુષ આવવા છતાં તેનો લાભ લેવાને બદલે ઉલટા તેઓ તેનો દ્વેષ કરવામાં–કોઇની ઉશ્કેરણીથી કે પોતાના અજ્ઞાનથી–લાગી જાય છે, અને એ પ્રમાણે હિતના વિષયને અહિતનું કારણ બનાવી મૂકે છે. એટલા માટે એવા મહાન પુરુષના આગમન પહેલાં એ સંદેશો લોકોમાં ફેલાવી આ બાબત ઉપર એમની શ્રદ્ધા મજબૂત કરવામાં લોકોનું હિત જ રહેલું છે. અને એ જ આશયથી ' પૂર્વના તારાનું મંડળ ' સ્થાપવામા આવ્યું છે, તેની ૩૨ દેશોમાં શાખાઓ છે અને ૧૫૦૦૦ સભાસદો છે. આ મંડળના સભાસદે નીચે લખેલી વાતો અંતઃકરણપૂર્વક માનવી પડે છેઃ—

(૧) હું માનું છું કે, મહાન્ ગુરુ જગતમાં થોડા સમયમાં પ્રગટ થશે અને હાલ હું એવી રીતે જીવન ગાળવા માંગું છું કે જેથી જ્યારે મહાન્ ગુરુ પધારે ત્યારે હું તેમને પિછાનવાને યોગ્ય થાઉં.

(૨) એટલા માટે હું મહાન્ ગુરુને નિરંતર સ્મરણમાં રાખીશ અને મારા દરરોજના જીવનવ્યહારમાં, જે જે કામ કરવાનાં આવી પડશે તે તે કામ હું તેમના નામથી અને એટલા માટે મારાથી બને તેટલી સંપૂર્ણતાથી કરીશ.

(૩) જ્યાં સુધી મારી સામાન્ય ફરજોને આડખીલ થાય નહિ

ત્યાં સુધી, જેથી તેમના આવવાની તૈયારીને સહાય પહોંચે એવું હરકોઇ ચોકસ કામ હું દરરોજ દિવસના અમુક ભાગમાં કરીશ.

(૪)ભક્તિ, દૃઢતા અને નમ્રતા, આ ત્રણ સદ્‌ગુણોને મારા જીવનવ્યવહારનાં મુખ્ય લક્ષણો બનાવીશ.

(૫) મહાન્ ગુરુની ખાતર અને તેમના નામથી હું જે જે કામ કરવાને પ્રયત્ન કરતો હોઇશ તે તે કામમાં તેમના આશીર્વાદ મેળવવા માટે પ્રાતઃકાળનો અને રાત્રિનો અમુક ભાગ હું જૂદો કાઢીશ.

(૬) મહાનપણું જ્યાં જ્યાં જે જે મનુષ્યમાં દેખાય તેને પિછાની તે મનુષ્યને માન આપવું એ મારૂં ખાસ કર્ત્તવ્ય સમજીશ અને આધ્યાત્મિક બાબતોમાં મારા કરતાં જે કોઇ મને શ્રેષ્ઠ લાગે તેની સાથે મારાથી બનતી શક્તિથી કામ કરવાને હું પ્રયત્ન કરીશ.

આ છ નિયમો જેનાથી કબુલ થઇ શકે તે પછી ગમે તે ધર્મનો, ગમે તે જાતિનો કે રૂપ–રંગનો હોય પણ આ મંડળનો સભાસદ થઇ શકે છે. આ ઉપરાંત તેની પાસેની કાંઇ ફી લેવામાં આવતી નથી.

ઉંડો વિચાર કરનારને જણાયા વગર નહિ રહે કે બુદ્ધિવાદ અને પ્રત્યક્ષ પુરાવાના ભરોંસે રહી મહાન્ ગુરુના આગમનમાં શ્રદ્ધા ન રાખવા કરતાં શ્રદ્ધા રાખવાથી વિશેષ ફાયદો પ્રત્યક્ષ છે. ઉપર જણાવેલા ૬ નિયમો પાળનાર માણસ મહાન્ ગુરુના–પરમેશ્વરત્વના સહવાસમાં આવવાને લાયક બનતો જાય છે. ભક્તિ, દૃઢતા અને નમ્રતાના સદ્‌ગુણો તેનામાં ખીલવા પામે છે. કર્મયોગનો તેને પરિચય થાય છે અને કામ કરવા છતાં કામના થાક અને કંટાળાની તેને અસર થતી નથી, કારણ કે તે કાંઇ ખોટું કામ કરી શકતે નથી

અને સારૂં કરે છે તે મહાન્ ગુરુ ખાતર કરે છે એવું ભાન હોવાથી ગર્વ કરી શકતો નથી. વળી પ્રાર્થના નિયમિત કરવાથી તેનામાં શાન્તિ અને નવું જોર આવે છે. આમ અનેક રીતે આ શ્રદ્ધા અશ્રદ્ધા કરતાં અનેકગણી ફાયદાકારક છે. તેમાં ગુમાવવાનું કાંઈ નથી, જ્યારે મેળવવાનું તમામ છે.

## મંડળના સભાસદોનું બેવડું કર્ત્તવ્ય

'પૂર્વના તારાના મંડળ' ના સભ્યોએ બેવડું કર્ત્તવ્ય બજાવવાનું છે. એમણે પોતાના પંડને મહાન્ ગુરુના આગમન માટે તૈયાર કરવાનો છે, તેમજ જગતને તે માટે તૈયાર કરવાનું છે. એટલે કે આત્મસુધારણા તેમજ પરસહાય એ બન્ને કામ તેમણે બજાવવાં જોઇએ.

આત્મસુધારણા માટે ભક્તિ, દૃઢતા અને નમ્રતાના સદ્ગુણો ખીલવવાના છે. વળી જ્યાં જ્યાં મહત્તા (greatness) જણાય ત્યાં ત્યાં તે મહત્તાને ધારણ કરનાર વ્યક્તિને માન આપવા તૈયાર રહેવું જોઇએ. પુરૂષમાં કે સ્ત્રીમાં, બાળકમાં કે વૃદ્ધમાં, જ્યાં જ્યાં મહત્ત્વ નજરે પડે ત્યાં ત્યાં તે મહત્ત્વને સ્વીકારવાનો અને તે તરફ પૂજ્યભાવ ધરાવવાનો સ્વભાવ રાખવો જોઇએ. આવી રીતે ટેવ પડવાથી ભવિષ્યમાં જ્યારે મહાન્ ગુરુ પ્રત્યક્ષ થશે ત્યારે તેમની મહત્તાપરથી તેમને આપણે ઓળખી શકીશું અને તેમની પાસેથી મેળવવા યોગ્ય લાભ મેળવી શકીશું.

બીજું કામ જગતને તૈયાર કરવાનું છે. 'મહાન ગુરુ આવે છે' એવો સંદેશો દેશોદેશ, ગામોગામ, ગલીએ ગલીએ અને ઘેરઘેર ફેલાવવો જોઇએ, કે જેથી પાછળથી કોઇ એમ કહેવા ન પામે કે "મહાન્

ગુરૂ આવીને ચાલ્યા ગયા પણ મને તો ખબરે ન પડી!" આ વાત તરફ હસશો નહિ. દુનીઆમાં એવા સુરદાસ થોડા નથી. સ્વામી રામતીર્થ જેવા મહાત્મા ૧૯૦૬ માં દુનીઆ છોડી ગયા ત્યાં સુધી એમના પોતાના દેશમાં-હિંદુસ્થાનમાં-એમને મુઠીભર માણસો સિવાય બીજાઓ ઓળખી શકયા નહોતા. ૬-૭ વર્ષ પછી એમના વિચારો પુસ્તકરૂપે કોઇએ બહાર પાડયા ત્યારે લોકો કહેવા લાગ્યા કે "આપણા વચ્ચે આવો હીરો આવ્યો હતો પણ આપણે તો અજાણ્યા જ રહ્યા-કે મુલાકાત જેટલો પણ લાભ ન લઇ શકયા!"

જગતને તૈયાર કરવાનો એક બીજો પણ માર્ગ છે-વધારે અગત્યનો માર્ગ છે-અને તે તરફ દરેક સભ્યનું ખાસ લક્ષ ખેંચવામાં આવે છે. મહાન્ ગુરુ આવીને સઘળું કામ કરી આપે એવી આશામાં હાથ પગ જોડી બેસી રહેવું એ કાંઇ ખરા શ્રદ્ધાળુનું લક્ષણ નથી. પ્રાથમિક તૈયારીઓ આપણે પોતે જ કરવી જોઇએ અને આપણી શકિત બહારનાં કાર્યો તેમને માટે રાખવાં જોઇએ. આપણે તેમનો રસ્તો સાફ કરવો જોઇએ. દુનિયાની, દેશની, સમાજની જે સ્થિતિઓ પાછળ વર્ણવી ગયા તે સ્થિતિઓ સુધારવાને આપણાથી બનતું આપણે અત્યા-થીજ અવશ્ય કરવું જોઇએ. "શુભે યથાશક્તિ યતનીયમ્" એ સૂત્ર હમેંશાં નજર આગળ રાખવું જોઇએ. "God helps those who help themselves એ સૂત્ર સદાકાળ લક્ષમાં રાખવું જોઇએ. કવિ ગોલ્ડ સ્મિથ વાજબી કહે છે કેઃ—

Nature a Mother kind alike to all
Still grants her bliss at labour's earnest call.

કુદરત (ઇશ્વરી શકિત) સર્વદા સર્વ પ્રત્યે એક સરખી માયાળુ

છે. ખરા દીલથી મહેતન કરનારની પ્રાર્થના સાંભળી તે હમેશ પોતાના આશીર્વાદ આપે છે.

માટે, આપણે દરેકે દુનીઆનાં દુઃખો દૂર કરવાના કામમાં આપણાથી બને તેટલો ફાળો ખરા અંતઃકરણથી આપવો અને અને પછી પ્રભુનો આશીર્વાદ માગવો, કે જેથી અધુરૂં તે પુરૂં કરશે.

આ સ્થળે આ સત્યના વિશેષ સ્પષ્ટીકરણ માટે એક લોકપ્રિય દૃષ્ટાંત યાદ કરવા જેવું છે.

એક ટીટોડો તેની ટીટોડી સાથે દરિયા કિનારે રહેતો હતો. ટીટોડી ગર્ભવતી થઇ ત્યારે તેણે ટીટોડાને કહ્યું: "આપણું રહેવાનું સ્થાન બદલવું જોઇશે; નહિ તો થોડા સમયમાં બચ્ચાં જન્મશે અને સમુદ્ર આપણા બચ્ચાંને પોતાના મોજાંરૂપી હાથ વડે હરી જશે." ટીટોડે કહ્યું: "ભયની કાંઇ જરૂર નથી, એ સમુદ્ર બિચારો શું કરી શકનાર છે ? જો સમુદ્ર આપણાં બચ્ચાંને ખેંચી જશે તો હું સમુદ્રને ખાલી કરી નાંખીશ, એટલે આપણાં બચ્ચાં પાછાં આપવાની તેને જરૂર પડશે." તે પછી થોડે સમયે ટીટોડીએ ઇંડાં મૂક્યાં. સમુદ્રનાં મોજાંથી તે કિનારા પરનાં ઇંડાં સમુદ્રમાં ધસડાઇ ગયાં. ટીટોડીએ ટીટોડાને આ હકીકત કહી. તે ઉપરથી તેણે બધાં પક્ષીઓને બોલાવ્યાં અને સમુદ્રને ખાલી કરવા વિનંતિ કરી, સઘળાં પક્ષીઓ પોતાની ચાંચમાં એક એક પાણીનું બિંદુ ભરી કિનારે નાખી આવતાં. પછી પાછાં સમુદ્ર ઉપર જઇ ચાંચમાં બીજું બિંદુ ભરતાં અને તે ઠલવી આવતાં. આ પ્રમાણે રાત ને દિવસ તેઓએ પોતાનો પ્રયાસ જારી રાખ્યો. કામ દુર્ઘટ હતું, પણ પ્રયાસ સતત ચાલ્યો; અને **તેમનાથી બનતું તેઓએ કમર કસીને કર્યું.** આખરે, આટલા બધા પક્ષીઓને એકઠા થયેલા જોઇ પક્ષીઓના રાજા—ગરુડનું ધ્યાન ખેંચાયું. તેણે વિચાર્યું

કે સમુદ્રનો અન્યાય છે, અને આ પક્ષીઓએ પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો છે; માટે મારે હવે વચમાં પડવું જોઇએ. એમ વિચારી પોતે ત્યાં આવ્યો, અને પોતાની મોટી પાંખોમાં સમુદ્રના પાણીને ભરી જમીનપર ફેંકવા માંડયું. સમુદ્ર ગભરાયો, ગરુડની માફી માગી અને ટીટોડીનાં ઇંડાં પાછાં આપ્યાં. આ રૂપક અહીં ખરેખર બંધબેસતું છે.

હાલ ઉપસ્થિત થયેલા ઘણા સવાલો એવા છે કે જેનું સંતોષકારક નિરાકરણ કરવું **આપણી** શક્તિની બહાર છે. પણ જેમ ટીટોડા પક્ષીઓએ **પોતાનાથી બનતો** પ્રયાસ કર્યો તેમ આપણે બધાએ પણ તે પ્રશ્નોનો નીવેડો આણવાને યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ. અને જેમ ટીટોડાનો પ્રયાસ જોઇને ગરુડ તેમની વ્હારે ધાયા હતા તેમ ગરુડ જેનું વાહન છે તેવા વિષ્ણુ અથવા કોઇ મહાન્ ઋષિ અથવા મહાત્મા અથયા પેગંબર જ્યારે આપણો પ્રયાસ જોશે ત્યારે જરૂર આપણી વ્હારે આવશે અને **આપણા** પ્રયાસથી જે નહિ થઇ શક્યું હોય તે પૂરૂં કરશે. માટે બંધુઓ ! તે **મહાન્** ગુરુના નામથી **કામ કરો** અને તેમનો આશીર્વાદ માગો, એટલે તે દયાસિંધુ તમારૂં આદરેલું કામ પરિપૂર્ણ કરશે.

બંધુઓ ! જો આ દલીલો તમને વાજબી લાગતી હોય, જો તેનું વાજબીપણું તમારો અંતરાત્મા કબુલ કરતો હોય, તો આ 'પૂર્વના તારાના મંડળ' માં જોડાઇ તે **મહાન્** ગુરુના આગમનનો માર્ગ સરળ કરવા પ્રયત્ન કરો, અને તમારૂં આંતરજીવન એવા પ્રકારનું રચવા માંડો કે જેથી જ્યારે તે **મહાન** ગુરુ પધારે ત્યારે તમે તેમને **ઓળખી** શકો. અને જો તમને આ દલીલો ન્યાયપુરઃસર ન લાગતી હોય તો થોડાં વર્ષ **રાહ** જુઓ, અને જગતનો મામલો બારીક રીતે

તપાસો. પણ પ્રભુની ખાતર આ કામની સામે થશો નહિ; કારણ કે તેમ કરવા જતાં તમે કદાચ પરમેશ્વરની ઇચ્છાની સામે થતા હશો. માટે દિલ કબુલ કરે તો સ્વીકારો, નહિ તો થોડાં વર્ષ રાહ જુઓ, અને આ બાબતની સત્યતા આપો આપ ખુલ્લી થઇ જશે.

## ત્રણ પ્રકારના ભકતો.

મહાન્ ગુરુ આ પૃથ્વીપર આવીને જે જે કામો બજાવવાના છે તે તે કામો માટે ત્રણ પ્રકારના ભક્તોની જરૂર છે. (૧) કેટલાક એવા મનુષ્યો જોઇએ કે જેઓ મહાન ગુરુના પધારવા પહેલાં દુનિયાને તેમના આગમન માટે તૈયાર કરવાનું કામ બજાવે: (૨) બીજા એવા મનુષ્યો જોઇએ કે જેઓ મહાન્ ગુરુ જ્યારે પધારે ત્યારે તેમની સાથે રહી તેમના હાથ-પગ બને; (૩) અને કેટલાકો એવા જોઇએ કે જેઓ, મહાન્ ગુરુના જવા બાદ તેમણે ઉપાડેલું કામ તેમના માર્ગ સૂચનને ધ્યાનમાં રાખીને આગળ ચલાવે.

આજે તો આપણે બધાએ આમાંનું પહેલુંજ કામ કરવાનું છે. આપણામાંના જેઓ યુવાન છે તેઓ તો અવશ્ય પોતાની ખુલ્લી આંખે તે મહાન્ ગુરુને જોવાને ભાગ્યશાળી થશે; આપણાં બાળકોને મહાન્ ગુરુની સાથે રહી કામ કરવાની અદ્વિતીય તક મળશે; અને આપણા પૌત્રોને તે મહાન વ્યક્તિએ ઉપાડેલું કામ આગળ ચલાવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થશે.

પ્રિય બંધુઓ ! આ સવાલ બુદ્ધિના ક્ષેત્રનો નહિ પણ હૃદયના ક્ષેત્રનો છે અને હૃદયના ઘરની બાબતોની કસોટી કરવાને બુદ્ધિ હક્કદાર નથી, તથાપિ ઉપર જણાવેલી કેટલીક દલીલોથી જો તમને આ કથન પર શ્રદ્ધા ઉપજી શકતી હોય, જો તમારો અંતરાત્મા તેની ખાત્રી આપતો હોય, તો હવે વધુ વખત આળસમાં ન ગુમાવતાં સ્વસ્થ

થાઓ, આશાવાદી અને ઉત્સાહી બનો, **ભક્તિ; દૃઢતા અને નમ્રતા** કેળવો અને એ ગુણો કેળવવા માટે સ્થપાયલા ‘ પૂર્વના તારાના મંડળ ’ તરફ જેમ બને તેમ વધુ માણસોનું લક્ષ દોરી તેમને તેના સભ્યો બનાવો, કે જેથી જનસમાજના મોટા ભાગમાં આ સદ્ગુણો ખીલવા પામે અને મહાન્ ગુરુને ઓળખવાને તે શક્તિમાન થાય. આ રસ્તે તમે તમારી જાતને અને દુનિયાને મદદ કરો અને પછી તે દયાસાગરનો આશીર્વાદ માગવા પ્રાર્થના કરો કે—

“ પિતા ! પધારો અને સર્વત્ર શાન્તિ ફેલાવો ! ”



# સભાસદ થવા માટે.

આ પુસ્તકના ૨૩ મા પાને આપેલા ૭ નિયમો જેને કબુલ હોય તે પૂર્વના તારાના મંડળનો સભાસદ થઇ શકે છે. તેની પાસેથી કાંઇ પણ ફી લેવામાં આવતી નથી. તેણે નીચે પ્રમાણે અરજી કરવી અને સર્ટીફીકેટ સારૂ અર્ધા આનાની ટીકીટ બીડવી.

**પૂર્વના તારાના મંડળના વ્યવસ્થાપક સેક્રેટરી સાહેબ,**

અડયાર—મદ્રાસ.

હું પૂર્વના તારાના મંડળ (Order of the Star in the East) માં દાખલ થવા ઇચ્છા રાખું છું, અને તેના જાહેર કરેલા ૭ નિયમોને હું કબુલ રાખું છું.

નામ ________________________________

ઠેકાણું ________________________________

તારીખ ________________ સ્થળ ________________

## પ્રાર્થના.

હે જગતના સર્વ **ધર્મના ગુરો** ! શ્વેતાશ્રમી ભ્રાતૃમંડળ (White Lodge) ના **નાયક** ! જે જગતને તમારી જરૂર છે, તે જગતમાં પધારો અને તમારી રાહ જોતી બેઠેલી પ્રજાઓને સાહાય્ય કરો. **શાંતિનો** શબ્દ ઉચ્ચારો કે જેથી લોકો કલહ કરતા અટકી જાય. **ભ્રાતૃત્વનો** શબ્દ ઉચ્ચારો કે જેથી વિગ્રહ કરતી જ્ઞાતિઓ અને વર્ગો પોતાને એક ( અભિન્ન ) ગણતાં શિખે. હે પ્રભો ! તમારા **પ્રેમના** બળ સાથે પધારો. હે ગુરો ! તમારા **શક્તિના** તેજ સાથે આવો. હે દેવો તથા મનુષ્યોના ગુરો ! તમારા આગમનની રાહ જોતા જગતને બચાવો અને સર્વત્ર શાંતિ ફેલાવો.